શ્રી મેયાવત સેવા સમાજ.

સ્વદેશ પ્રેમી

# નંદ-વન.

નાટકનાં ગાયનો તથા ટુંક સાર

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર
કે. પી. સોલંકી.
પ્રોપ્રાઇટર-શ્રી મેયાવત સેવા સમાજ,
ઠે વિકટોરીઆ થીએટર ગ્રાંટરોડ, મુંબઈ

સંવત ૧૯૮૦

આવૃત્તિ ૧લી ] [ પ્રત ૧૦૦૦.

કીંમત ચાર આના.

# વિનતિ.

સમાજનો હેતુ માત્ર પરમાર્થ છે, અને તેની સફળતા પ્રેક્ષક જનોની ઉદારતા ! કારણ આ સમાજના ભાઇઓ નાટકી લાઇનથી તદ્દન અજ્ઞાન છે, તો હંસવૃત્તિ ધારણ કરી તેમા જે કાઇ ન્યૂનતા, ભૂલો, અથવા ખામી જણાય તેની આપ માફી આપશો

# બે બોલ.

નાટકો લખી પ્રજાવર્ગ સમક્ષ રજુ કરવા, એ મારા જેવા બીન અનુભવી માણુસ શુ જાણે ? છતા શ્રી મેઘાવત સેવા સમાજના હેતુઓ માત્ર પરમાર્થ છે અને પરમાર્થી કાર્યમા મદદ કરવી એ દરેક સજ્જન ગૃહસ્થોનુ કર્તવ્ય છે એમ સમજી સેવકે કાંઈ હામ ભીડી પ્રયાસ ખેડયો છે આ નાટકમા ખામીઓ તેમજ શબ્દ રચનામા ન્યૂનતા તો જણાશેજ સેવક લેખક તેમજ નાટકકાર તો નથીજ, તેમ તેનો ઇજારદાર પણ નથી આશાના કીરણો રાખી સેવક ક્ષમા ઇચ્છે છે

નાટકના ગાયનો ભાઈ શ્રી ઝીણાભાઈએ રચી મને જે અમૂલ્ય મદદ કરી છે, તે માટે હુ એમનો આભાર માની અત્રે વિરમુ છુ

સેવક,

એલ. કે. કથાડ

# પાત્ર પરિચય.

---

## પુરુષ વર્ગ.

**મુકુન્દસિંહ**—રત્નપુરનો મહારાજા
**અબુદ્ધસિંહ**—તેનો પ્રધાન
**ક્રૂરસિંહ**--ગિરિનગરનો રાજા
**વનરાજ**--મહારાજા મુકુન્દસિંહનો જમાઇ ( નાયક )
**વિમળશા**—વનરાજનો મદદગાર
**રૂપસિંહ**--ક્રૂરસિંહનો પુત્ર
**કપટસિંહ**—મહારાજા મુકુન્દસિંહનો સેનાધિપતિ
**અધીરસિંહ**—લૂટારાનો સરદાર
**રામદાસ** } રત્નપુરનો એક શેઠીઓ
**ગડબડ** } એક મુફલીસ, રામદાસનો મિત્ર

દરબારીઓ, લૂટારાઓ સીપાઇઓ વિગેરે વિગેરે

## સ્ત્રી વર્ગ

**નંદકુંવરી**—મહારાજા મુકુન્દસિંહની પુત્રી
**ચંદા**—નંદકુંવરીની સખી
**રંભા**—રામદાસનુ પ્રેમપાત્ર

નાચનારીઓ, વારાંગનાઓ, વિગેરે વિગેરે

**સ્થળ.**—ગિરિનગર, રત્નપુર, જંગલ

---

# પૂર્વ વૃત્તાંત.



રત્નપુરની નજદીકમા ક્રૂર પ્રાણીઓ પ્રજાને હેરાન કરી રહ્યા હતા, તેના નાશ અર્થે રત્નપુરના મહારાજા મુકુંદસિંહજી પોતાના પ્રધાન અને સીપાઇઓ સાથે તે તરફ કુચ કરે છે, એવામા થોડેક છેટે એક વિકાળ વાઘ જમીન ઉપર કઇ સુઘતો પ્રધાન અબુદ્ધસિંહની નજરે પડયો એ જોઇ તેણે સઘળાનુ ધ્યાન તે તરફ ખેચ્યુ તો એક વિકાળ વાઘ એક બાળકને ફાડી ખાવાની તૈયારીમા હતો પ્રધાને પોતાની તલવારથી વાઘનુ માથુ ધડથી જુદું કર્યું, અને બાળકનો પ્રાણ બચાવ્યો (શુદ્ધિમા આણ્યો) મહારાજા મુકુંદસિંહને સંતાન ન હોવાથી તેને રત્નપુર લઇ જાય છે બીજે દિવસ દરબાર ભરી બાળક વનમાથી મળ્યો હોવાથી તેનુ નામ વનરાજ પાડવામાં આવ્યુ અને પુત્ર સમાન યોગ્ય પાલન કરે છે

એ ઘટનાને પાચ વર્ષ વિત્યા બાદ મ મુકુંદસિંહને ત્યા એક કન્યાનો જન્મ થાય છે, અને જોતિષીદ્વારા કન્યાનું નામ નંદકુંવરી રાખવામા આવ્યું નંદકુંવરી અને વનરાજ બાલ્યાવસ્થાથી સાથે ઉછરેલ હોવાથી તેમના વચ્ચે અખુટ પ્રેમનો ઝરો વહેતો હતો. તેમના અરસપરસના આવા વર્તનથી અદેખા અને ઇર્ષાખોર સરદારોથી સહન ન થઇ શકવાથી વનરાજ વિરૂદ્ધ મહારાજા મુકુંદસિંહને ઉશ્કેરી જુદા પાડવામા આવે છે નંદકુંવરી વનરાજને ખરા જીગરથી ચાહતી હોવાથી પોતાના એકાંત સ્થળે વનરાજને દાસી દ્વારા તેડુ કરી બોલાવે છે અને આ નાટકની શરુઆત અહીંથી થાય છે

---

# અંક ૧ લો.

## મંગળાચરણ.

### પ્રવેશ ૧ લો. સ્થળ બગીચો મહેલની પાછળનો ભાગ.

વનરાજને તેડું કરવા છતાં હજુ સુધી ન આવવાથી નંદકુંવરીની વનરાજ વિષે ચીંતા, ત્યાં વનરાજનું આવવું નંદકુંવરીનો પ્રેમ યાચના અને તેમ નહીં કરવા વનરાજનું નંદકુંવરીને સમજાવવું, નંદકુંવરીનો અડગ નિશ્ચય, રાજ વિષે ચર્ચા, નંદકુંવરીનો ખુલાસો, વનરાજનો રાજ-દરબારમાં જવા માટે નિશ્ચય નંદકુંવરીની શંકા, વનરાજનો દિલાસો, બાદ પ્રેમી યુગલોનું છુટા પડવું

### પ્રવેશ ૨ જો. રત્નપુરનો રાજદરબાર

દરબારીઓ તરફથી અભિનંદન, મહારાજા મુકુંદસિંહની લૂંટારાઓએ પ્રજા ઉપર વર્તાવેલા ત્રાસ વિષે ચીંતા, તેનો અંત લાવવા સરદારોને સંબોધીને કહેવું, સરદારોનું મૌન રહેવું, મહારાજાની મુંજવણ, ત્યાં વનરાજનું આવી બીડું ઝડપવું

### પ્રવેશ ૩ જો, રસ્તો.

બાયડી ખોળતાં થાકી ગયેલા ગડબડનું આવવું ત્યાં યુક્તિ રચી બાયડી મેળવવાની આશામાં નિષ્ફળ થવાથી રામદાસનું આવવું બાયડી માટે ગોર મહારાજને રકમ ઓછી પડવાથી રામદાસની મુંઝવણ "ચોરને ઘેર ચોર પરોણો" ગડબડનો રામદાસને દિલાસો, યુક્તિની શરૂઆત, રંભાનું યૌવનમાં મસ્ત બની કોઈ રમીક નરને ખોળતાં આવવું, ગડબડની યુક્તિમાં સપડાઈ રંભાનું ગડબડ સાથે જવું

## પ્રવેશ ૪ થો. બગીચો.

સખી ચંદા સાથે નંદકુંવરીનું આવવું, ચંદાએ નંદકુંવરીને ગિરિનગરથી એક પુરોહિત આવ્યો છે, અને તે તમારા વિષે માગું કરે છે; એમ જાણ કરવું નંદકુંવરીનો ઇન્કાર, અને તેનો અડગ નિશ્ચય એટલામાં લૂટારા અધીરસિંહનું આવવું, ચંદાનું નાશી જવું, અને લૂંટારાઓના હાથમાં નંદકુંવરીનું સપડાવું દેખલો.

## પ્રવેશ ૫ મો. મહેલનો એક ભાગ.

વનરાજ લૂંટારાઓને શાંત પાડવા ગયાની કંઇપણ ખબર નહી મળવાથી મહારાજા મુકુન્દસિંહની ચિન્તા, ત્યાં સીપાઇએ આવી નંદ-કુંવરીના ગુમ થયાના સમાચાર આપવા, સેનાપતિને બોલાવી યોગ્ય તપાસ કરવા ફરમાવવું, વનરાજના ન આવવાથી મહારાજાને શંકા, સમય સાધી સેનાપતિએ વનરાજ વિરૂદ્ધ મહારાજાને ભંભેરવો વનરાજને પકડી લાવવા મહારાજાનો હુકમ

## પ્રવેશ ૬ ઠો. રસ્તો.

ગડબડની યુક્તિ ઉપર વિચાર કરતાં રામદાસનું આવવું, અને ગડબડ પર કીનો લેવાનો નિશ્ચય ત્યાં ગડબડનું આવવું, યુક્તિ વિષે પૂછતાં રામદાસનું ઉશ્કેરાવું (છેડાઇ પડવું), પાછળથી ગડબડની મુંઝવણ, રામદાસની યુક્તિ અને તેમ કરવા ગડબડની કબુલાત.

## પ્રવેશ ૭ મો. જંગલ.

નંદકુંવરીને લઇ લૂંટારાઓનું આવવું, નંદકુંવરીની બેભાન અવસ્થામાં લૂંટારાનો સરદાર અધીરસિંહ તેને બાથમાં લેવા જતાં વનરાજનું આવવું, નંદકુંવરીનો બચાવ અને વનરાજના હાથે અધીરસિંહનું મૃત્યુ. નંદકુંવરી અને વનરાજનું સ્વદેશ તરફ પ્રયાણ, ત્યાં સેનાપતિએ આવી

વનરાજને કેદ કરવા હુકમ કરવો વનરાજનું શંકાશીલ થવું, ઝપાઝપી. સેનાપતિના મુખે નંદકુંવરીનું હરણ કરવાનો આરોપ પોતાના ઉપર મુકાયેલો સાભળી વનરાજનું કેદ પકડાવું ( ખુશીથી શરણ થવું )

**ટેબ્લો. ડ્રોપ સીન.**

---

## અંક ૨ જો.



### પ્રવેશ ૧ લો, રાજદરબાર.

વનરાજને નંદકુંવરીના હરણ કરનાર તરીકે દરબારમાં હાજર કરવો, મહારાજા મુકુંદસિંહનો કોપ અને વનરાજને દેશનિકાલની સજા, વનરાજના ઉદ્દગારો —

‘ શિક્ષા ભલે ( તમે ) કરી, મને ન્યાય કે અન્યાયથી,
બસ ! દેશને માટે, મે પ્રાણ અર્પ્યાં આજથી ’

### પ્રવેશ ૨ જો. ગડબડનું ઘર.

ગડબડ અને રંભાનો ઘરસંસાર, શરૂઆતમાં મોહોકાણું, રંભાએ ઘરેણાની માગણી કરવી, ગડબડનો ઘરેણા માટે ઈન્કાર, ધમાધમી, રંભાનું ચાલી જવું

### પ્રવેશ ૩ જો. રાજમહેલનો એક ભાગ.

અબુદ્ધસિંહ અને ક્રૂરસિંહ વચ્ચે ખાનગી મસલત, મહારાજા મુકુન્દસિંહનું કાસળ કાઢી નાખવા અબુદ્ધસિંહે ક્રૂરસિંહને લાંચ આપવી. ક્રૂરસિંહના હાથે મહારાજા મુકુંદસિંહનું ખૂન

**ટેબ્લો.**

## પ્રવેશ ૪ થો. રસ્તો.

'સમયના પરિવર્તનની સાથે બધુ પલટાય જાય છે' એવા અતઃકરણના ઉદ્ગારો કાઢતા વનરાજનુ આગમન, પાછળથી વિમળશાનો મેળાપ, વનરાજનુ જીવનવૃત્તાંત કહી સભળાવવુ, વનરાજનુ આશ્ચર્ય થવુ, અને પોતાના દેશને માટે આત્મભોગ આપવા પ્રયાણ કરવુ

## પ્રવેશ ૫ મો. જગલ.

ક્રૂરસિહે મહારાજા મુકુન્દસિહનુ ખૂન કર્યા પછી નદકુવરીને પોતાની સાથે બળજબરીથી લાવવુ, અને પોતાના પુત્રની સાથે લગ્ન કરવા સમજાવવુ, નદકુવરીની અડગતા અને હિમત ભર્યાં જવાબો આગળ ક્રૂરસિહનુ માહત થવુ પાછળથી પ્રધાન અબુદ્ધસિહનુ આવવુ, નદકુવરીને જગલમા જોઈ આશ્ચર્ય થવુ અને પોતે કરેલા ગુનાહો કબુલ કરી પોતાના દેશ માટે વફાદાર રહેવા કબુલાત અને નદકુવરી સાથે રત્નપુર તરફ જવા નીકળવુ

## પ્રવેશ ૬ ઠો. રસ્તો.

ગડબડને યુક્તિ બતાવી છે તે પાર પાડવા રામદાસની પ્રભુ પાસે પ્રાર્થના. ત્યા અચાનક રભાનુ આવવુ, રામદાસ અને રભાનો પ્રથમ મેળાપ, વિનોદ અને કોલકરાર, ગડબડનુ આવવુ, "ચોરને પટલે ધૂળ" એ કહેવત પ્રમાણે ગડબડની દયાજનક સ્થિતિ રામદાસ પ્રત્યે ગડબડની શકા રામદાસનો હર્ષ, "ખાડો ખોદે તે પડે"

## પ્રવેશ ૭ મો. છાવણી.

ગિરિનગરથી થોડે છેટે ક્રૂરસિહ છાવણી નાખી પડયો છે, ત્યા મદદ

આવી પહોચ્યાના સમાચાર, ક્રુરસિંહ સરદારોને જીવના સાટે યુદ્ધ કરવા ઉશ્કેરવા, ત્યા વનરાજનુ આવવુ વાદવિવાદ, ક્રૂરસિંહના ઉલટા જવાબો —

'કરૂ છુ ક્રૂર કૃત્યો હુ, વદે એ તુ મુખથી શુ ?
પ્રજાને સુખ—શાતિમા, રહેવાને કરૂ છુ હુ '

વનરાજ—પ્રજાના સુખ—શાતિના, ન હોયે કઇ આવા કામો,
કરીને ક્રૂર કૃત્યો આ, પ્રજાને શીદ બદનામો

લડાઇ, ક્રૂરસિંહનુ મૃત્યુ

ટેબ્લો.

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો. રાજમહેલનો એક ગુપ્ત ભાગ.

રત્નપુરથી નદકુવરીને રૂપસિંહે પોતાને ત્યા ગુપ્ત સ્થાને રાખી છે, નદકુવરીની પ્રભુ પ્રત્યે પ્રાર્થના, ત્યા રૂપસિંહનુ આવવુ અને પ્રેમની યાચના કરવી, નદકુવરીનો તિરસ્કાર —

' કદી ધરણી ચકડોળે ચઢે, વળી સૂર્ય પશ્ચિમે ઉગે,
ચળે મેરૂ છતા નહી વીરનારી ટેક પોતાનો મુકે '

રૂપસિંહનો બળાત્કાર, ત્યા વનરાજનુ નદકુવરીની શોધમા આવવુ, વનરાજ અને રૂપસિંહની ફરજ વિષે તકરાર ( લડાઇ ) રૂપસિંહનુ મૃત્યુ.

ટેબ્લો.

## પ્રવેશ ૨ જો. રામદાસનુ ઘર.

રામદાસને ઘેર રંભાની પોતાની સાહ્યબીના વખાણ, ત્યા ગડબડનું આગમન રામદાસની બાયડી સમજી રંભા પર ગડબડનુ આશક થવુ, અચાનક બારણાનો અવાજ થાય છે, ગડબડનો ગભરાટ અને પોતાને સતાડવા રંભાને વિનવવુ, રંભાએ ગડબડને બાયડીના વેષે એક ખુણામા સતાડવો અને રામદાસનુ દાખલ થવુ, ગડબડને સ્ત્રી વેષે દાસી તરીકે ઓળખાવવુ, રામદાસે મોઢા પરથી ઘુમટો ખેચવો, ગોટાળામા ગોટાળો, રામદાસને ત્યા રંભાને જોઇ ગડબડ ગોટાળો સમજી જાય છે, "હાથના કર્યા હૈયે વાગે." કોમીકની પૂર્ણાહુતિ

## પ્રવેશ ૩ જો. ગિરિનગરમા રાજ દરબાર.

વનરાજે પોતાના દેશ માટે જે સાહસ ખેડી પ્રજા જનોને સુખી કર્યા છે તેની ખુશાલીમા દરબાર ભરવામા આવ્યો છે, પ્રજા જનોના અભિપ્રાયથી અબુદ્ધસિંહે વનરાજ અને નંદકુવરીનો હસ્તમેળાપ કરી આપી ખાલી પડેલી ગાદી ઉપર વનરાજનો રાજ્યાભિષેક કરવો

આનંદ! આનંદ!! આનંદ!!!





तत्सत्परमात्मने नमः ।

# "સ્વદેશ પ્રેમી નંદ-વન."

## નાટકનાં ગાયનો.

---

### મ ંગલાચરણ

---

(૧)

શ્રી મુરલીધર, કુંજવિહારી,
કષ્ટ નિવારક, ભકતોના તારક,
વંદન વંદન દીનદયાલ—શ્રી
રંગભૂમિપર, વનરાજ ચરિત્ર
ભજવવા ધાર્યું દીનદયાલ
કરો સફળ અમ અંતરયામી (૨)
લેજો સંભાળ, બાળક જાણી—શ્રી

૧૧૫૯૧ 

બાળાઓ— ૨

વાહરે શુદ્ધ પ્રેમીઓનો જય સદાય થાય છે
નિચ કામી જગ માહી, હણાય છે
પ્રેમી નરનારી, જગ માહી ગવાય છે
સહાય શ્રીરામ તેની થાય છે—વાહરે
અહલ્યા,સીતા ને મ દોદરી, જગમાહી ઈતિહાસે ગવાય છે
એવા નરનારીઓનો જય સદાય થાય છે
કામી કુછ દીઓ હણાય છે—વાહરે (ના કા )

૩

ન દકુવરી—મારા નયન સલુણા શ્યામ
હજુ ના આવ્યા મમ ધામ-મારા
એકાત જાણી તમને તેડાવ્યા !
તોયે ન આવ્યા શ્યામ—મારા
મુજ દોષે વિયોગ કરાવ્યો,
તમને ઘટે ના થાવુ આમ—મારા

નદકુવરી— ૪

માને નહી મારુ મનડુ , રસીયા રાજ વિના,
હમતુ, ભમતુ, ગમે નહી, ઘરમાહી જપે રસભિના-માને
આધીન અન ગ અ ગ થયુ , જેથી સાન ભાન ગયુ ,
સ્મરસ્તાનુ પ્રબલ થયુ , રોમે રોમે પ્રગટી રહ્યુ,
ટાળે કોણ પીડા પીયુ વિના-માને (ના કા )

૫

ન દકુવરી અને વનરાજ--

મુજ અ તરમાં વસનારા,
રમણીય રસીક રસાળા.

તવ આનંદ લઈને, પદરજ ગ્રહીને,
રહેશે આ દીન બાળા
વાહ ધન્ય તમારી વાણી
મુજ મનને વશ કરનારી,
હવે હૃદય સદનમા મદનમોહનને
વિસારસોના બાળા-મુજ
મહે માન થયાની વાણી,
સ્વીકારશો મહેમાની
આનંદ ગ્રહીને દાસી બનીને,
રહેશે આ દીન બાળા-મુજ

૬

દરબારીઓ-અમર તપો તમ તાજ રાજવી,
અમર તપો તમ રાજ.
શિરછત્ર છો તાજ અમારા,
અમર તપો તમ રાજ—અમર
યાવત ચંદ્ર દિવાકર તપજો,
ન્યાય નીતિ નિત્ય ધરજો,
અવિચળ રહો શિરતાજ અમારા,
અવિચળ રહો તમ રાજ—અમર

નાચનારીઓ— ૭

મય તો મદમાતી જોબનવાલી,
પીયરવા મોહે કાહે સતાવે

મય તો ભ્રકુટી બાણુ મારી, કરૂ યારકો સીકાર.
મોરી કારી યદા ઓર તીચ્છી નજરીયા.
નિરખત મોરે પીયા જીયા ગભરાય
કુમલે જોબનપે તેરે બાલ બીખરે હૈ.
નાગનકી તરાહ, જોબન ખાયે હુવે હૈ—મોરી, (ના. કા)

૮

ગઠબાડ—

વાઢાની વિનતિ ઉરે ધારો, દુન્યાના લોકો,
વાઢો, વાઢો કહીને પોકારે—દુન્યા
વાઢા તણો વિશ્વાસ ન આવે,
વ્હેમીલા લોકો નિત્ય નવા વ્હેમ લાવે,
બળીયો વાઢાનો જન્મારો—
વાઢા બઈરી નામે મુકે પોકો—દુન્યા.

બીજા જન્મ માહી થાઓ બીલાડા,
ત્યા પણુ બઇરીને નામે રોતો—દુન્યા (ના કા)

૯

રભા—મન ડુલે રે, ચિત્ત ભુલે રે,
કોઇ રસીયાના પ્રેમ વિના ઝુરે
યૌવનના પુરમા, ખીલતી આ નાર છે,
રસીલા વિના આ યૌવન કરમાય છે,
કોઇ આવો રે, મદન સમાવો રે;
કોઇ રસીયો મળે તો જાઉ વારી રે-મ

૧૦

રંભા-ગડબડ-રામદાસ—

બચ્ચુ આમ શુ કરો છો ? મેલો પાલવડો,
કોઇ જોઈ જાશે, મેલો પાલવડો  બચ્ચુ
ગડબડ અને રંભા તણી, જોડી મળી છે ફાકડી,
સંભાળજે ગડબડ ! ભૂડા, એ નારી છે અતે ભુંડી,
કાળજુ કોરાય મારૂ, મનડુ લોભાય,
આ પાલવડાએ, ભાઇ ! વાળી મ્હોકાણુ છે

૧૧

ચંદા અને નંદકુવરી—

ઓ સજની મારી, ઉદાસી કેમ જણાયે ?
ઓ સહીયર મારી, ખુશાલી કયા ના જણાયે ?
કહેને સજની મારી, શી છે વાત આ ટાણે ?–ઓ
પીયુ ગયા પરદેશમા  સખી વનવગડાની માહે,
સંદેશા નવ કાઇ પાઠવ્યા, ઉદાસી તેથી જણાયે-ઓ.

૧૨

રામદાસ-ગડબડ—

કેમ યુક્તિ તમને બતાવી કેવી ?
વાહ વાહ ! જોયા જેવી  .  કેમ યુક્તિ.
વાઘ અને સિંહણની સાથે મેળ મલ્યા જેવી,
પગથીયા પહેલામા ભાઈ, સ્મશાનની તૈયારી કેમ

ચાય થપ્પડ મોઢુ લાલ રાખ્યે તેવી,
કેમ છે ને જોયા જેવી ? કેમ યુક્તિ

ડ્રોપ.

---

## અંક ૨ જો.

૧૩

નાચનારીઓ--

લચકાતરી મોરા બાલા જોબન (૨)
છોટી ઉમર મોરી પતલી કમરીયા,
છેલ છબીલે મોપે ડારત નજરીયા,
કયા કરૂ મોહે શરમ લગત હૈ,
બાલા જોબન ઝલકાતરી—લચકાતરી (ના કા)

૧૪

૨ ભા-ગડબડ—

કહોને કંથ કામણગારા, આ શુ વાત છે ઠગારા ?
સાડી, ચોળી, લુમણા ઝુમણા, ઝાઝર ને વળી ફુલ મગાવો.
માનો, માનો સ્વામી મારા, જે કહુ તે આણી આપો-કહો.
લુમણાં-ઝુમણાની વાત ન કરશો, બીજુ કહો તે લાવી આપુ
ના બોલો ના બોલો હૈયાહાર, કામણગારા,
આ શુ વાત છે ઠગારા ?—કહો,

૧૫

રંભા–ગડબડ—

ગડબડ ! હું તો ભૂલી, ભરૂસે તારે ભૂલી.
ધૂતારા ભૂલાવ્યું મારું ભાન તે,
રંભા ! ગાંડી બને છે શાને આમ ?–હું તો
મે જાણ્યું કે કોડ, મારા પૂરા કરશે છેલ,
મનના પૂરા કરશે છેલ,
જાણ્યા જાણ્યા તમારા એ ચાળા હું તો

૧૬

વનરાજ—સમય પલટાય છે જ્યારે, બધા પલટાઇ જાયે છે,
સગા સ્નેહી અને મિત્રો, બધા પલટાઇ જાયે છે
જે દેશના લુણથી, અરે આ શરીર પોષાયું છે !
અરે તે દેશના માટે, સદા સંયમમાં રહેવું છે.
ન્યારી અરે ન્યારી, ગતિ ન્યારી સમયની છે,
છતાં ના બનીશ દ્રોહી હું, મને આ દેશ પ્યારો છે

૧૭

વનરાજ- વિમળશા—

બનો શૂરવીર અને ઘેલા, તમારા દેશને માટે !
ગજાવો રણના મેદાનો, તમારા દેશને માટે !
કદી કુસંપ જો થાયે, તમારા દેશની માંહે,
છતાં ના બનશો દ્રોહી, તમારા દેશને માટે !

અબુધ—ભલે ગરદન હવે જાયે,' અમારા દેશને માટે !
અમોએ સર્વસ્વ અર્પ્યું, અમારા દેશને માટે !

૧૮

નંદકુવરી-અબુદ્ધસિંહ—

ચહો જો દેશ તણું કલ્યાણ
ધરો તમે હૃદય વિષે અભિમાન (૨)
હવે તમે કરો દેશ ઉદ્ધાર ચહો
વિદેશીઓના આશરા હેઠળ, ગયો સમય સારો-તમારો
આપ હવે સ્વતંત્ર થયા છો, કરો દેશ ઉદ્ધાર-હવે
દેશ તણું ગૌરવ સુણી, ધન્ય ગણું અવતાર,
આજે આપે કૃતાર્થ કર્યો છે સમજાવી સૌ સાર,
હવે મમ જીવન કરૂં કુરબાન-દેશ પર

૧૯

રામદાસ—દીનદયાળુ આવો રે દયા પ્રભુ લાવો રે,
પ્રેમીજનને કારણે હોજી દીન
વ્હાલા પ્રભુ ભકિત કરે દીન દાસ
કરગરી વિનવે રે, કરગરી વિનવે રે
દયાળુ વ્હારે આવજો હોજી દીન
વ્હાલી રંભા કારણે, યુકિત રચ્યો આપાર,
લજ્જા પ્રભુજી રાખજો, મેળવવા એ નાર
—દીનદયાળુ
શામળીયાજી પધારો રે, ગરૂડે ચઢી આવો રે,
છોગાળા વહેલા આવજો હોજી દીન

૨૦

રંભા-રામદાસ—

અંતરના આરામ મારા, દીલના વિશ્રામ છો,
લાલ લટકાળા મને લુંમણે ને ઝુમણે મઢાવજો-અંતર
અમદાવાદી પોલકુ, ને દખણની કંચુકી,
કલકત્તાની કંઠી ને મુંબાઇની બાગડી,
માંહે ઝીણા ઝીણા હીરલા મઢાવજો-અંતરના
હીરલે મઢાવું તને, મોતીડે વધાવું,
કહો તો વ્હાલી! વિલાયતથી મોટર મગાવું,
વાગે પ, પ, પ -અંતરના

૨૧

ગડબડ-રામદાસ—

તમે ધીરે યુક્તિ સમજાવો રે રામદાસ યુક્તિવાળા
તમે ધીરે મહોકાણ વાળો રે, ગડબડ બાયડીવાળા
છેતરપીંડી રમવા જાતા, ઈજ્જત થઇ લીલામ,
દિકરા રામદાસ સંભાળજે એ નારી નર્કની ખાણ-તમે
રામ કૃષ્ણ જેવા નિપજ્યા, એ નારીને સંતાન,
અવળું હવે ના બોલજો રે, નારી રત્નની ખાણ રે-તમે

૨૨

વારાંગના—પનઘટવાપે બંસરી બજાય ગયો રે,
બંસરી બજાય ગયો, બજાય ગયો રે-પન.
બુદ્ધ હર લીનો મોરી, બુદ્ધ હર લીનો,
બંસરી સુનાય મોહે, લુભાય ગયો રે-પનઘટવા.

ઓ કહાન કાલો હય નદજીકો લાલ હય,
સખીયનકે બીચ મોહે રગાય ગયો રે-પનઘટવા

ડ્રાપ.

---

# અંક ૩ જો.



૨૩

નદકુવરી—અબળાની વ્હારે તમે આવો રે,
ઓ ગોવર્ધનધારી !—અબળાની
દુનિયા રૂઠી છે આજે, તમે નવ રૂઠશો બાપુ!
ભરૂસો તમારો મને ભારી રે-ઓ ગો -અ
નારી મરે દર્દથી, નારીનો સભાળ નહીં,
સ્વાર્થમય સસાર છે, સભાળ લેનારૂ નહી
કરૂણા કરીને ઉગારો રે-ઓ ગો -અબળા

૨૪

રભા—રભા તારી સાહ્યબીનો નહી પાર રે (૨)
ભરાવે ભલા ભલાને સલામ——રભા તારી
રૂમકઝમક કરતી રે ચાલુ, મારૂ નયનના માર,
હાય હાય કરી લોકો પોકારે, ઘાયલ કરતી જાઉં રે-તારી
ગાડીમા બેસીને ફરવા રે નીકળુ,

કહેશે ચાલી વાહ! નાર
વાટ-હાટમા સહીયરો મળશે, ધન્ય ધન્ય આ નાર રે તારી

૨૫

રામદાસ-ગડબડ-રભા—

ચાલ જા મૂરખ પાજી!
તુ બગાડતો ના બાજી,
લે સોનાપુર સભાળી,
હુ મોહ્યો મુખડુ ભાળી
દોડો દોડો, મારો મારો, કાપો કાપો!!!
ધોકા લગાવ ધમ ધમ ધમ!
અરરરર ! મુવો!
જઈ પૂર મવાલી કુવો
હવે યુકિત નહી બતાવુ,
લે જુકિતમા સમજાવુ -ધમ ધમ ધમ-ચા





મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠક.

પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, ઠ ડાકોરમાર

મુંબઈ—૪